

# પ્રભુભક્ત થવા ઈચ્છનારે ત્યજવાયોગ્ય દોષો

---

પ્રણેતા:—બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીમન્ નથુરામશર્મા
બીલખા—કાઠિયાવાડ

પરલોકગત ભક્ત કરશન [illegible]ળજીના પુણ્યાર્થે
વિનામૂલ્યે આપવા ભેટ કરનાર
ગંગાબાઈ [illegible]
[illegible]ખુડ—કાઠિયાવાડ

દોહરો

મન તથા ઇન્દ્રિયવિષે, જે જે દોષ જણાય;
તે સર્વના ત્યાગથી, પ્રભુના ભક્ત થવાય.


પહેલી આવૃત્તિ — પ્રતિ ૧૦૦૦
સંવત્ ૧૯૮૬ — શક ૧૮૫૨ — સન ૧૯૩૦

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

૧૫૪૬૦

# પ્રસ્તાવના

બ્રહ્મનાદનામના માસિકપત્રમાં આ લેખ " તે મનુષ્યને ' તું મારો પ્રિય છે ' એમ પ્રભુ શી રીતે કહી શકે ? " એવા નામથી પ્રસિદ્ધ થયો હતો, તે સુધારીવધારીને " પ્રભુભક્ત થવા ઇચ્છનારે

गूजरात विद्यापीठ ग्रंथालय
[ गुजराती कॉपीराइट विभाग ]
अनुक्रमांक १५४६० वर्गांक
पुस्तकनुं नाम प्रभुभક્ત થવા ઇચ્છનારે
ત્યજવાયોગ્ય દોષો
विषय ५२ : ५२

મુદ્રણસ્થાન : ભાગ્યોદયમુદ્રણાલય
મુદ્રક : વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે
ખાડીઆ : અમદાવાદ

ॐ

# પ્રભુભક્ત થવા ઈચ્છનારે ત્યજવાયોગ્ય દોષો

---

જે મનુષ્ય સર્વ પ્રસંગમાં પોતાના મનનું ધાર્યુંજ કર્યા કરે છે, પણ વ્યવહારપરમાર્થની પ્રત્યેક પ્રવૃત્તિ કરતા પહેલાં પ્રભુની હિતકર આજ્ઞાઓનું શાંતિથી સ્મરણ કરી તથા તેને સાવધાનતાથી પોતાના અંતઃકરણની આગળ રાખી વર્તતો નથી; જે મનુષ્ય પોતાના પ્રાકૃત અંતઃકરણનો પ્રાબલ્ય તેને જે માર્ગે દોરે તે માર્ગેજ ઉતાવળે દોરાય છે, પણ પોતાના કર્તવ્યનો વિચાર કરી વર્તતો નથી; જે મનુષ્ય પોતાના કર્તવ્યને ભૂલી સ્વાર્થમાંજ રત રહે છે; જે મનુષ્ય પ્રભુની ને સજ્જનોની સુશિક્ષાઓનો મોઢેથી તે પ્રમાણે કરવાનો સ્વીકાર કરી પછી તેનો પોતાના આચરણવડે અનાદર કરે છે; જે મનુષ્યને પોતાના મનના વેગને વશ થવું ગમે છે, પણ પ્રભુની હિતકર ઇચ્છાને વશ વર્તવું ગમતું નથી; જે મનુષ્ય પોતાના સદ્ગુરુની ને સ્વામીની આગળ કપટપૂર્વક વર્તે છે; ને જાણે પોતેજ આ વિશ્વમાં સર્વથી વધારે ડાહ્યો છે, અથવા પોતાના જેવા સ્વભાવવાળા મનુષ્યોજ આ વિશ્વમાં વધારે ડાહ્યા છે એમ જે મનુષ્ય સમજે છે, આવા ઉચ્છૃંખલસ્વભાવવાળા મનુષ્યને "તું મારો પ્રિય છે" એમ પ્રભુ શી રીતે કહી શકે? ૧

જે મનુષ્યને પોતાના મનની **ભ્રમણાથી** ઘડીક આ વ્યવહાર ઠીક લાગે છે, અને વળી ઘડીકપછી પાછો બીજા પ્રકારનો વ્યવહાર

ઠીક લાગે છે; જે મનુષ્યને ઘડીક અમુક પુસ્તક યોગ્ય લાગે છે, અને ઘડીકપછી વળી બીજું પુસ્તક યોગ્ય લાગે છે; જે મનુષ્યને ઘડીક અમુક પુરુષને યોગ્ય માની તેમાં ભક્તિ પ્રકટે છે, અને વળી ઘડીકપછી બીજા પુરુષને વધારે યોગ્ય માની તેમાં ભક્તિ પ્રકટે છે; જે મનુષ્યને ઘડીક અમુક પારમાર્થિક સાધનમાં પ્રીતિ પ્રકટે છે, અને વળી ઘડીકપછી બીજા પારમાર્થિક સાધનમાં પ્રીતિ પ્રકટે છે; જે મનુષ્યને ઘડીક અમુક દેવમાં શ્રદ્ધા પ્રકટે છે, અને વળી ઘડીક-પછી બીજા દેવમાં શ્રદ્ધા પ્રકટે છે; અને જે મનુષ્યને ઘડીક અમુક મંત્રમાં શ્રદ્ધાનો ઉદય થાય છે, અને વળી ઘડીકપછી બીજા મંત્રમાં શ્રદ્ધાનો ઉદય થાય છે; એવા ભ્રમિત મનવાળા મનુષ્યને “ તું મારો પ્રિય છે ” એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૨

જે મનુષ્યના વિચારો સત્‌શાસ્ત્રના વિચારોને અને મોક્ષશાસ્ત્રના વિચારોને અનુસરતા નથી; જે મનુષ્ય પોતાના વિચારોનેજ સત્ય માનવાના સ્વભાવવાળો ને બીજાના વિચારોનો વિનાવિચારે અનાદર કરનારો છે; અને જે મનુષ્યનું અંતઃકરણ સત્ત્વગુણના ધર્મરૂપ શુભ વિચારોને ન્યૂન પ્રકટાવે છે, ને રજોગુણના તથા તમોગુણના ધર્મ-રૂપ અશુભ વિચારોને અધિક પ્રકટાવે છે; એવા **અયોગ્ય વિચાર-**વાળા મનુષ્યને “ તું મારો પ્રિય છે ” એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૩

જેનાં **નેત્રો** બહુ **ચપલ** છે, અર્થાત્ જેની આંખો ક્ષણમાં એક પ્રાણી વા પદાર્થભણી ને ક્ષણમાં બીજા પ્રાણી વા પદાર્થભણી વૃત્તિવડે વેગથી દોડે છે, જેનાં નેત્રો આ શું હશે ને તે શું હશે એ જાણવામાટે અડખેપડખે ને ઉપરનીચે વૃત્તિવડે ઊડ્યા કરે છે, અને રાગદ્વેષવાળા અંતઃકરણને વશ વર્તતાં જેનાં નેત્રો વૃત્તિવડે કોઈ પ્રાણિપદાર્થભણી રાગપૂર્વક કે કોઇ પ્રાણિપદાર્થભણી દ્વેષપૂર્વક ગતિ

કરે છે તે મનુષ્યને "તું મારો પ્રિય છે" એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૪

જે મનુષ્ય પ્રયોજનવિના જેની તેની સાથે બોલ્યા કરે છે, જે મનુષ્ય પ્રમાદથી વા જાણીજોઇને અસત્યભાષણ કરે છે, જે મનુષ્ય પરનિંદા કરે છે, જે મનુષ્ય જેનો તેનો ઉપહાસ કરે છે, જે મનુષ્ય જેનું તેનું અપશબ્દોવડે વા અનુચિતશબ્દોવડે અપમાન કર્યા કરે છે, જે મનુષ્ય પૂરતો વિચાર કર્યા વિના બોલવાના સ્વભાવવાળો છે, ને જે મનુષ્ય વાણીનિરોધરૂપ મૌનનું માહાત્મ્ય સમજતો નથી તે મનુષ્યને "તું મારો પ્રિય છે" એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૫

જે મનુષ્યને પરનિંદા સાંભળવી રુચિકર લાગે છે, જે મનુષ્યને બીભત્સ શબ્દો સાંભળવા ગમે છે, જે મનુષ્યને જેની તેની સ્વપરના ઉપયોગવિનાની વાતો સાંભળવી ગમે છે, જે મનુષ્યને મનના દુષ્ટ વિકારોને જગાડનાર શબ્દો ને વાક્યો સાંભળવાં રુચે છે, જે મનુષ્યને ધર્મના વિરોધવાળી, કર્તવ્યનિષ્ઠાને મંદ પાડનારી, ને સજ્જનોપરના અયોગ્ય આક્ષેપવાળી વાતો સાંભળવામાં પ્રેમ રહે છે, જે મનુષ્ય પોતાના શત્રુની પડતી થયાની વાત પરમાદરથી સાંભળે છે, જે મનુષ્યને સત્શાસ્ત્રની કથા ને સજ્જનોનો ઉપદેશ સાંભળવો ગમતો નથી, જે મનુષ્યને સ્ત્રીઓની, બાલકોની, મૂર્ખોની ને પ્રાકૃત સેવકોની પ્રાકૃત વાતો સાંભળવાનો વેગ પ્રકટે છે, અને જે મનુષ્યને કાનના નિષિદ્ધ વ્યાપારો રોકવાથી થનારા લાભનું ભાન નથી તે મનુષ્યને "તું મારો પ્રિય છે" એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૬

જે મનુષ્ય પ્રયોજનવિના કોઇ મનુષ્યના વસ્ત્રને, કોઇ મનુષ્યના અલંકારને, કોઇ મનુષ્યના અન્ય પદાર્થને, કોઇ પણ છોડને, કોઇ પણ વેલાને, કોઇ પણ વૃક્ષને, કોઇ પણ પક્ષીને, કોઇ પણ

પશુને, કોઇ પણ બાલકને, કોઇ પણ બાલિકાને, કોઈ પણ પુરુષને, કોઈ પણ સ્ત્રીને કે કોઇ પણ નપુંસકને સ્પર્શ કરે છે; જે મનુષ્યના હાથ બહુ ચપલ હોવાથી જોવાંમાં આવતા કોઇ પણ પ્રાણિપદાર્થનો સ્પર્શ કરવા તે પ્રાણિપદાર્થભણી વેગવાળા થાય છે; સ્પર્શસંબંધના વિચારોની પરંપરાવડે જે મનુષ્યનું ચિત્ત સર્વદા ચપલ રહ્યા કરે છે; વિહિતસ્પર્શનો તથા નિષિદ્ધસ્પર્શનો વિવેક રાખ્યા વિના જે મનુષ્યના હાથ જે તે પ્રાણીનો તથા જે તે પદાર્થનો **નિરર્થક સ્પર્શ** કર્યા કરે છે; ને જે મનુષ્ય પરમાત્માના ભવતારક ચરણકમલના સ્પર્શનું માહાત્મ્ય જાણતો નથી તે મનુષ્યને " તું મારો પ્રિય છે" એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૭

જે મનુષ્ય **જિહ્વાલંપટ છે**, અર્થાત્ જે મનુષ્ય નાનાપ્રકારના ખાવાના ને પીવાના પદાર્થો જોઇ તે પદાર્થો ખાવામાટે તથા તે પદાર્થો પીવામાટે આતુરતાવાળો થાય છે, અને એવા પદાર્થો જોઈ જેના મુખમાં પાણી છૂટે છે; જે મનુષ્ય લાગ આવે તો સારા સારા ખાવા-પીવાના પદાર્થો સાથે જમનારાઓને ખબર ન પડે એમ સંતાડી રાખે છે, ને પછી પોતે એકલો છાનોમાનો તે પદાર્થ વધારે પ્રમાણમાં ખાય છે; જે મનુષ્ય પરમાત્માની પ્રસાદીમાં રહેલા અલૌકિક રસનું માહાત્મ્ય સમજતો નથી; ને જે મનુષ્ય દેવને કે ગુરુજનોને નિવેદન કર્યા વિના જિહ્વાના વેગને વશ થઇને ઉત્તમ પ્રકારનાં ભોજનો જમી લે છે તે મનુષ્યને " તું મારો પ્રિય છે" એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૮

જે મનુષ્ય **નાસિકાને** વશ થઇને અધમાચરણવાળાએ તથા અધમ વિચારવાળાએ વાપરેલાં પુષ્પો, ગજરા, ચંદન, હાર ને અત્તર આદિ સુંગધવાળાં દ્રવ્યો અન્યની પાસેથી લઈ લઈને ઉતાવળે ઉતાવળે પ્રસન્ન થઇને સુંઘે છે; જે મનુષ્ય પ્રયોજનવિના માત્ર અન્ય રાગી જીવોને,

પોતાના રાગી મનને તથા પોતાની નાસિકાને પ્રસન્ન કરવા વારંવાર પોતાના શરીરને તથા વસ્ત્રોને સુગંધી જલ, સુગંધી અર્ક અથવા સુગંધી અત્તર લગાડ્યા કરે છે; જે મનુષ્ય સુગંધી દ્રવ્ય ન મળવાથી પોતાના મનમાં ખેદાનુભવ કરે છે; તથા જે મનુષ્ય પરમાત્માના ચરણકમલમાં રહેલા દિવ્યસુગંધના માહાત્મ્યને જાણુતો નથી તે મનુષ્યને "તું મારો પ્રિય છે" એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૯

નિવાસસ્થાનની, આસનની, પુસ્તકવાસણાદિની, વસ્ત્રોની, શરીરની, ઇંદ્રિયોની ને અંતઃકરણની **પવિત્રતા** મનુષ્યને પ્રભુની પ્રાપ્તિનો નિર્વિઘ્ન માર્ગ દેખાડનારી ને તેમની પ્રાપ્તિ કરી દેવરાવનારી પવિત્ર દેવી છે એમ જે મનુષ્ય જાણુતો નથી, ને તેથીજ જે સર્વદા અંતઃકરણની, ઇંદ્રિયોની, શરીરની, વસ્ત્રોની ને અન્ય ઉપયોગી પદાર્થોની પવિત્રતા રાખવામાં સાવધાનતા સેવતો નથી, જે મનુષ્ય પરમાત્મામાં રહેલી પરમપવિત્રતાને જાણુતો નથી; જે મનુષ્ય પોતાના અંતઃકરણાદિને સર્વદા પવિત્ર રાખ્યા વિના કોઇ પણ મનુષ્યને પરમાત્માની પ્રાપ્તિ થઇ શકતી નથી એમ સમજતો નથી; અને જેને નામથીજ વહાલી લાગતી પવિત્રતાનો ને નામથીજ અણુગમતી લાગતી અપવિત્રતાનો ભેદ જ્ઞાત ન હોવાથી જે બહુધા અપવિત્ર રહે છે એવા મનુષ્યને "તું મારો પ્રિય છે" એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૧૦

જે મનુષ્ય પોતાના ગુરુની સાથે, પોતાનાં માતપિતાની સાથે, પોતાના સ્વામીની સાથે, ને પોતાના મિત્રની સાથે **કપટથી** વર્તે છે; જે મનુષ્ય અન્ય મનુષ્યોને કપટ કરીને ઠગવામાં પોતાને ચતુર સમજે છે; જે મનુષ્ય ઊના દૂધમાં ખટાશ પડવાથી જેમ તે દૂધ ફાટી જાય છે તેમ અન્ય મનુષ્યની સાથે કપટપૂર્વક વર્તવાથી તેની સાથેનો

સ્નેહ વિનાશ પામી જાય છે એમ સમજતો નથી, ને જેની તેની સાથે કપટ રાખીને વર્તવાના સ્વભાવવાળો છે; અને જે મનુષ્ય નફ્ટ થઇને માયારૂપ મહાકપટને વશ વર્તાવનારા પરમસમર્થ પ્રભુને પણ કપટવડે ઠગવાનો વિચાર ને પ્રવૃત્તિ કરે છે તે મનુષ્યને " તું મારો પ્રિય છે" એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૧૧

જે મનુષ્ય આ વિશ્વમાં **કામનો** સહ્ભાવ રાગી મનુષ્યોનો પ્રજોત્પત્તિનો હેતુ સિદ્ધ કરવામાટે છે, પણ મનુષ્યના રાગી મનને વધારે રાગી કરવામાટે તથા તેના સ્થૂલ ને ચંચલ મનને વધારે સ્થૂલ ને વધારે ચંચલ બનાવવામાટે નથી એમ સમજતો નથી; જે મનુષ્ય આ જગત્માં સ્પર્શજન્ય સુખનેજ ઉત્તમ સુખ માની કામની ઉપાસના કરવામાં મન, ઇંદ્રિયો, શરીર ને બાહ્ય સામગ્રીથી સર્વદા તત્પર રહે છે; જે મનુષ્ય ગમ્યાગમ્યનો તથા યોગ્યાયોગ્યનો વિચાર કર્યા વિના પશુની પેઠે કામસેવનમાં સદા પ્રવૃત્ત રહે છે; જે મનુષ્ય કામાંધ રાવણાદિનો વિનાશ કરનાર, તપસ્વીઓના તપનો ભંગ કરનાર, વિરાગીનો વેષ ધરનારનો વિરાગ ઊડાવી દેનાર, બ્રહ્મચારીઓના વાનપ્રસ્થોના ને સંન્યાસીઓના આશ્રમધર્મને હણનાર, અને યોગાભ્યાસીઓના યોગનો વિનાશ કરનાર કામનું ભયંકર સ્વરૂપ જાણતો નથી, પણ તેને સુખના હેતુરૂપ રમણીય સમજે છે; જે મનુષ્ય કામસેવન અંતઃકરણ, ઇંદ્રિયો ને શરીરના બલને ક્ષીણ કરનાર છે એમ સમજતો નથી; જે મનુષ્ય કામનાં ઝીણાં ઝીણાં છલબલને જાણતો નથી; જે મનુષ્ય કામરૂપ હલાહલવિષનો ને ઉપસ્થાદિના નિગ્રહરૂપ અમૃતનો ભેદ સમજતો નથી; જે મનુષ્ય અકરાંતિયા, મહાપાપી ને જીવના મહાવૈરી કામનો નાશ કરવામાં મહાપુણ્ય રહેલું છે એમ સમજી તેનો નાશ કરવા પ્રયત્નશીલ રહેતો નથી; જે મનુષ્ય

શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણને વશ રાખી કામનો જય કરવો એ આ જગતમાં એક મોટામાં મોટું પરાક્રમ છે એમ સમજતો નથી; અને જે મનુષ્ય સંકલ્પને વશ થઇ કામને ઉપજવા દઇ કામના સેવન-વડે જે સુખ મળે છે તેના કરતાં સંકલ્પના ત્યાગથી સ્વાભાવિક મહાન્ સુખ મળે છે એમ સમજતો નથી તે મનુષ્યને " તું મારો પ્રિય છે " એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૧૨

જે મનુષ્ય પોતાને આશ્રય આપનાર અંતઃકરણને પરિતાપ પમાડનાર ક્રોધનું કૃતઘ્નપણું જાણતો નથી, ને પોતાના અંતઃકરણમાં તેને પ્રીતિપૂર્વક અવકાશ આપ્યા કરે છે; જે મનુષ્ય ક્રોધને ધર્મ, અર્થ, કામ (પ્રીતિ) ને મોક્ષના પ્રબલવૈરિરૂપે જાણતો નથી; જે મનુષ્ય ક્રોધને ચાંડાલથી વધારે નીચ ને રાક્ષસથી વધારે અપકારક નહિ જાણી ઈશ્વરના મંદિરરૂપ પોતાના હૃદયમાં નિવાસ આપે છે; જે મનુષ્ય મનુષ્યને ન બોલવાનું બોલાવનાર ને ન કરવાનું કરાવનાર પાપી ક્રોધના પરાક્રમને જાણતો નથી; જે મનુષ્ય પોતાના હૃદયમાં વારંવાર કોપાગ્નિ પ્રકટાવી પોતાના હૃદયમાં ઊગતા નિષ્કામકર્મજન્ય પુણ્ય-રૂપ કલ્પલતાને, ભક્તિરૂપ દેવતરુને, યોગરૂપ સુરવૃક્ષને અને જ્ઞાનરૂપ કલ્પતરુને બાળ્યા કરે છે; તથા જે મનુષ્ય વિનાકારણ પ્રાણીઓના રુધિરાદિને બાળવામાં પ્રસન્નતા અનુભવનાર તથા અન્યના અપરાધ-ની અન્યને શિક્ષા કરનાર ક્રોધના નિર્દયપણાને તથા વંચકપણાને ઓળખતો નથી તે મનુષ્યને " તું મારો પ્રિય છે " એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૧૩

જે મનુષ્ય સર્વ પાપના કારણરૂપ ને મનુષ્યના શુભગુણોને ઢાંકનાર લોભના સ્વરૂપને જાણતો નથી; જે મનુષ્ય ધર્માધર્મનો વિચાર ત્યજી જેની તેની પાસેથી યોગ્યાયોગ્ય રીતે દ્રવ્ય ગ્રહણ

કરવાનું સારી રીતે જાણે છે, પણ પોતાને પ્રાપ્ત થયેલા દ્રવ્યમાંથી કર્તવ્ય સમજી કોઇ સુપાત્રને થોડું પણ દ્રવ્ય આપવાનું સમજતો નથી, ને કદાચિત્ નજ ચાલતાં કોઇને કાંઈ આપવું પડે તો જેને પોતાનો પ્રાણ નીકળવાના જેવી પીડા થાય છે; જે મનુષ્ય દ્રવ્યનો સંગ્રહજ કરી જાણે છે, પણ યોગ્ય કાર્યમાં તેનો લેશ પણ વ્યય કરી શકતો નથી; જે મનુષ્યનું મન દ્રવ્યતૃષ્ણાના વેગથી વધારે વધારે દ્રવ્ય મેળવવાના વિચારોમાં રમ્યા કરે છે; જે મનુષ્ય દ્રવ્યની પ્રાપ્તિ થવાનો સંભવ હોય તો પોતાની પ્રતિષ્ઠા, ધર્મ, સ્નેહ ને મોક્ષનાં સાધનોનો પ્રસન્નતાથી પરિત્યાગ કરી શકે છે; જે મનુષ્ય દ્રવ્યતૃષ્ણાને વશ થઇ પોતાના વર્ણાશ્રમને ન શોભે એવાં કામો કરે છે; જે મનુષ્ય દ્રવ્યતૃષ્ણાને વશ થઇ ન જવાયોગ્ય સ્થાનમાં જાય છે, ને જેની પ્રાર્થના ન કરવી જોઇએ તેની પ્રસન્નતાથી પ્રાર્થના કરે છે; જે મનુષ્ય દ્રવ્યતૃષ્ણાને વશ થઇ અધમ દેવોની અધમ રીતે ઉપાસના કરે છે; જે મનુષ્ય દ્રવ્યતૃષ્ણાને વશ થઇ જેની સેવા ન કરવી જોઇએ તેની સેવા કરે છે; જે મનુષ્ય વિનાપ્રયત્ને મહાશ્રીમંત થઇ જવાની લાલસાવડે રસાયનવિદ્યા શીખવા ને સ્પર્શમણિ મેળવવા ફાંફાં માર્યા કરે છે; જે મનુષ્ય જો પોતાને દ્રવ્યલાભ થવાનો સંભવ જણાય તો નીચના કરેલા અપમાનને પણ આદરથી સહન કરે છે; અને જે મનુષ્ય તૃષ્ણાનો ક્ષય થવાથી અનુભવાતા આનંદનું માહાત્મ્ય જાણતો નથી તે મનુષ્યને "તું મારો પ્રિય છે" એમ પ્રભુ શી રીતે કહી શકે? ૧૪

જે મનુષ્ય વ્યવહારોપયોગી વિવેકનો પરિત્યાગ કરી અન્ય મનુષ્યાદિની સાથે અસભ્યતાથી વા અવિવેકથી વર્તે છે; જે મનુષ્ય પોતાનાથી કનિષ્ઠ પ્રાણીઓના ઉપર દયા રાખવારૂપ વિવેક સેવતો

નથી, જે પોતાનાથી ઉત્તમ મનુષ્યાદિમાં પૂજ્યભાવ રાખવારૂપ વિવેક સેવતો નથી; જે મનુષ્ય પોતાના વ્યાવહારિક તથા પારમાર્થિક હિતાહિતને અને શાસ્ત્રથી ને શિષ્ટાચારથી સિદ્ધ શુભાશુભને જાણતો નથી; જે મનુષ્ય હિતનાં સાધનોને અહિતનાં સાધનો સમજી તેનો તિરસ્કારપૂર્વક પરિત્યાગ કરે છે, ને અહિતનાં સાધનોને હિતનાં સાધનો સમજી તેનું આદરપૂર્વક સેવન કરે છે; જે મનુષ્ય હિતેચ્છુ સજ્જનોને વૈરી ને અપકારક દુર્જનોને મિત્ર સમજે છે: જે મનુષ્ય પોતાના સદ્‌ગુરુના ને સત્‌શાસ્ત્રના વિચારોને પોતાના ભ્રમિત વિચારોના કરતાં ઊતરતા ગણે છે; ને જે મનુષ્યને શાસ્ત્રીય ધોરણે ચાલવું ગમતું નથી, પણ પોતાના પડેલા સ્વભાવપ્રમાણે ચાલવું ગમે છે તે મનુષ્યને “ તું મારો પ્રિય છે” એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૧૫

જે મનુષ્ય યૌવનના ને રૂપના મદથી મત્ત થઇને જાણે અન્યની અવગણના કરતો હોય એમ ફરે છે; જે મનુષ્ય પોતાના કુલના ને બહોળા કુટુંબના અભિમાનથી અન્ય જનોનું અપમાન કરવામાં પ્રવૃત્ત થાય છે; જે મનુષ્ય પોતાના વર્ણના ને આશ્રમના અભિમાનને વશ થઇ બીજા જાણે કાંઇ પણ ગણતીમાંજ ન હોય એમ વર્તે છે; જે મનુષ્ય ધનના ને સત્તાના મદને વશ થઇ ગાંડાના જેવું બોલે છે, તથા બીજાં અનુચિત આચરણો કરવા લાગે છે; જે મનુષ્ય વસ્ત્ર, અલંકાર, ગૃહ ને વાહનાદિના અભિમાનને વશ થઇ અન્યની અવગણના કરે છે; અને જે મનુષ્ય વિદ્યાના ને ધર્મમતના અભિમાનને વશ થઇ અન્ય જનોનો ઉપહાસ કરે છે તે મનુષ્યને “ તું મારો પ્રિય છે ” એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૧૬

જે મનુષ્ય મત્સરને વશ થઈ અન્ય યૌવનવાળા ને રૂપાળા મનુષ્યોના તે ગુણોના ઉત્કર્ષને નહિ સહન કરીને અન્યની પાસે તે

ગુણોમાં પોતાનાથી તેમને ઊતરતા મનાવવાનો તેમના દોષકથનપૂર્વક પ્રયત્ન કરે છે; જે મનુષ્ય અન્યના કુલની તથા કુટુંબની શ્રેષ્ઠતા નહિ સહન કરીને તેના કુલને તથા કુટુંબને પોતાના કુલના ને કુટુંબના કરતાં હલકું મનાવવાનો અન્ય મનુષ્યોની આગળ તેમના કુલ આદિના દોષના કથનપૂર્વક પ્રયત્ન કરે છે; જે મનુષ્ય પોતાનો વર્ણ ને પોતાનો આશ્રમ બીજાના વર્ણના ને આશ્રમના કરતાં ઘણોજ ઊંચો છે એમ તેમની ઉત્તમતા નહિ સહન થવાથી તેમના દોષો વર્ણવી અન્ય જનોની આગળ કહ્યા કરે છે; જે મનુષ્યો અન્ય ધનવાનોની ને અન્ય સત્તાધારીઓની મહત્તા સહન ન થવાથી તેમના દોષો વર્ણવી પોતાને મહાધનવાન્ ને મહાસત્તાધારી મનાવવાનો પ્રયત્ન અન્ય મનુષ્યોની સમીપ કર્યા કરે છે; જે મનુષ્ય અન્યનાં વસ્ત્રાભૂષણોની ને અન્યનાં ગૃહવાહનાદિની ઉત્તમતા સહન ન થવાથી તેમના દોષો વર્ણવી પોતાનાં વસ્ત્રાભૂષણો ને ગૃહવાહનાદિ તેમના કરતાં ઘણાં શ્રેષ્ઠ છે એમ અન્ય જનોની આગળ વર્ણન કર્યા કરે છે; અને જે મનુષ્ય અન્ય મનુષ્યની વિદ્યાનો ને અન્ય મનુષ્યના ધર્મપંથનો ઉત્કર્ષ સહન ન થવાથી તેમનો ઉપહાસ કરી પોતાની વિદ્યાના ને પોતાના ધર્મપંથના ગુણનું ગાન અન્ય મનુષ્યની આગળ કર્યા કરે છે તે મનુષ્યને "તું મારો પ્રિય છે" એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૧૭

જે મનુષ્ય પોતાના રૂપના ને યૌવનના સંબંધનો અન્ય અજાણ્યા લોકોની આગળ **ખોટો ડોળ** દેખાડ્યા કરે છે; જે મનુષ્ય પોતાના કુલનો ને પોતાના કુટુંબનો અન્ય અજાણ્યા લોકોની આગળ જાણનારને હસવું આવે એવો ખોટો ડોળ કર્યા કરે છે; જે મનુષ્ય પોતાના ધનના સંબંધમાં ને પોતાની સત્તાના સંબંધમાં અન્ય અજાણ્યા

મનુષ્યોની આગળ પોતાનો કોઇ પ્રકારનો દુષ્ટ સ્વાર્થ સાધવા તેને જાણનારને તેનાં વચનો સાંભળીને તથા તેની પ્રવૃત્તિ જોઇને હસવું આવે એવો ખોટો ડોળ નિર્લજ્જ થઇને કરે છે; જે મનુષ્ય મોટાઇ મેળવવા આદિની લાલસાથી પોતાનાં વસ્ત્રાભૂષણાદિની ને ગૃહવાહનાદિની ઉત્તમતાનાં બણગાં અન્ય અજાણ્યા મનુષ્યોની આગળ નફ્ફટ થઇને ફુંક્યા કરે છે; જે મનુષ્ય અસત્યથી પ્રાપ્ત થનારા પાપના વિચારનો ત્યાગ કરી માનની તૃષ્ણાથી પોતાને મોટો વિદ્વાન્ તથા ઉત્તમ ધર્મમતનું ઉત્તમપ્રકારે પરિપાલન કરનાર જણાવવા અસત્ય-ભાષણપૂર્વક પ્રયત્ન કરે છે; અને જે મનુષ્ય ખ્યાતિમાટે વા ધનાદિના લાભમાટે અળસીયાજેવા પોતાને ગરુડજેવો દેખાડવાનો, પીંછા-જેવા પોતાને પારેવાજેવો દેખાડવાનો, નિર્જલ રણજેવા પોતાને સમુદ્રના જેવો દેખાડવાનો, નિર્ધનજેવા પોતાને મહાશ્રીમંતજેવો દેખાડવાનો, મૂર્ખજેવા પોતાને મહાવિદ્વાન્જેવો દેખાડવાનો, દુરાચરણ-વાળા પોતાને સદાચરણીજેવો દેખાડવાનો, અંત્યજજેવા પોતાને મહાબ્રાહ્મણજેવો દેખાડવાનો, ને પરમાનુરાગી પોતાને પરમવીતરાગના જેવો દેખાડવાનો પ્રયત્ન કરે છે તે મનુષ્યને " તું મારો પ્રિય છે " એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૧૮

જે મનુષ્ય બાલકોથી, યુવાનોથી ને વૃદ્ધોથી પ્રયોજનવિના સદા ભય પામ્યા કરે છે; જે મનુષ્ય પરજ્ઞાતિવાળાથી ને પરધર્મવાળાથી સર્વદા અકારણ ભય પામ્યા કરે છે; જે મનુષ્ય પોતાનાં નિકટનાં ને દૂરનાં સગાંઓથી તથા ઉપરિઓથી નિરંતર નિરર્થક થરથર ધ્રુજ્યા કરે છે; જે મનુષ્ય કોઈ પણ મનુષ્યને પોતાના ભણી આવતો જોઇને પ્રયોજનવિના કંપી ઉઠે છે; જે મનુષ્ય રખેને મારી કોઇ નિંદા કરશે તો મારું શું થશે એવા વિચારવડે ભય પામ્યા કરે છે; જે મનુષ્ય

કોઇ અજાણ્યા મનુષ્યથી કારણવિના ભય પામ્યા કરે છે; જે મનુષ્ય પોતાના વહેમી સ્વભાવથી જે તે પ્રસંગમાં જે તે મનુષ્યથી અકારણ ભય પામ્યા કરે છે; અને જે મનુષ્ય પોતાના મનની સ્વાભાવિકજેવી કેટલીક નિર્બલતાથી આરોગ્યના, આજીવિકાના, સગાંવહાલાંઓના, મિત્રોના, રોગોના આગમનના, ભાવીના ને એવાજ બીજા પ્રકારના કલ્પિત પ્રતિકૂલ પ્રસંગોના વિચારોની પરંપરા ઉપજાવી ભય પામ્યા કરે છે તે મનુષ્યને " તું મારો પ્રિય છે " એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૧૯

જે મનુષ્ય પૂર્વે થઇ ગયેલી દ્રવ્યહાનિનું, પૂર્વે મરણ પામેલા પોતાના કોઇ પ્રિયજનનું, ને પૂર્વે કોઇએ પોતાને આપેલા દુઃખનું કે અપમાનનું વારંવાર સ્મરણ કરી, પોતાને દુઃખી ને પાપી માની નિરંતર ચિંતા કર્યા કરે છે; જે મનુષ્ય પોતાનાં માંદાં સગાંવહાલાં-ઓના મરણનો વા પોતાના મરણનો વિચાર કરી સદા ચિંતા કર્યા કરે છે; જે મનુષ્ય પોતાના મનમાં પોતાના ભાવી અનિષ્ટની કુ-કલ્પનાઓનો પ્રવાહ ચાલુ રાખી સદૈવ ચિંતા કર્યા કરે છે; જે મનુષ્ય પોતાનાં કરેલાં અશુભકર્મોનાં ફલરૂપે પ્રાપ્ત થયેલાં દુઃખોને પ્રસન્નતાથી ભોગવવામાંજ શોભા છે એમ નહિ સમજતાં પોતાને દુઃખી માની પોતાના મનમાં નિરંતર ચિંતા કર્યા કરે છે, ને જેની તેની આગળ પોતાનાં દુઃખોનો વિલાપ કર્યા કરે છે; જે મનુષ્ય પ્રાપ્ત થયેલું દુઃખ મારા દુષ્કૃતને ખાઇ જઇ મને નિર્મલ કરવા આવ્યું છે તેથી, વા આ દુઃખ મારા પ્રિય પ્રભુએ મારી પાસે મારા અતિથિતરીકે મોકલેલું છે તેથી, મારે તે દુઃખની પ્રાપ્તિ થવાથી લેશ પણ ચિંતા કરવી ઉચિત નથી, પણ ઊલટું પ્રસન્ન થવું ઉચિત છે એમ સમજતો નથી, ને દુઃખમાં વધારો કરનારી ચિંતાને પ્રાપ્ત

દુઃખની નિવારક સમજી નિરંતર ચિંતાનુંજ સેવન કર્યાં કરે છે; અને જે મનુષ્ય સાધારણ સાધારણ વાતના વિચારોના વમળમાં પોતાના મનને ડુબાડી નિરર્થક ચિંતાના સેવનમાં તત્પર રહે છે તે મનુષ્યને " તું મારો પ્રિય છે " એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૨૦

જે મનુષ્ય માયાના અઘટિતઘટના તુરત કરી દેવાના મહા-સામર્થ્યને તથા કર્મોનાં ફ્લોની વિચિત્રતાને નહિ જાણવાથી કોઈ મનુષ્યને વિશેષ બુદ્ધિવાળો જોઇને ને કોઇ મનુષ્યને બુદ્ધિહીન જોઇને તથા કોઇ મનુષ્યને સર્વાંગસુંદર જોઇને ને કોઇ મનુષ્યને અત્યંત કુરૂપ જોઇને આશ્ચર્ય પામે છે. જે મનુષ્ય કોઇ મહાશ્રીમંતને જોઇને વા કોઇ અતિનિર્ધનને જોઇને આશ્ચર્ય પામે છે; જે મનુષ્ય કોઇ મનુષ્યની વિલક્ષણ ચેષ્ટાઓને જોઇને વા કોઇ મનુષ્યનું વિપરીત બોલવું સાંભળીને આશ્ચર્ય પામે છે; જે મનુષ્ય કોઇ વિલક્ષણ નવા પ્રાણિપદાર્થને જોઇને વા તેવા પ્રાણિપદાર્થનું વર્ણન સાંભળીને વા વાંચીને આશ્ચર્ય પામે છે; જે મનુષ્ય કોઇ પણ માણસે કરી બતાવેલા ચમત્કારને જોઇને વા ચમત્કારની વાતો સાંભળીને પોતાના મનને આશ્ચર્યમાં નિમગ્ન કરે છે; અને જે મનુષ્ય પોતાની બુદ્ધિના અલ્પસામર્થ્યને લીધે જે તે વાતમાં આશ્ચર્ય પામ્યા કરે છે તે મનુષ્યને " તું મારો પ્રિય છે " એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૨૧

જે મનુષ્ય સમયનો વિચાર કર્યા વિના અયોગ્ય સમયે હાસ્ય કરવા મંડી જાય છે; જે મનુષ્ય કોઇની કાંઇ વિલક્ષણ ચેષ્ટા જુએ વા કોઇની કાંઇ વિલક્ષણ વાત સાંભળે, વા પોતાને કોઇ ભૂત વાતનું સ્મરણ થઇ આવે તો હસવા મંડી જાય છે, ને પોતાના પ્રકટેલા તે હસવાને રોકી શકતો નથી; જે મનુષ્ય મારા આ હસવાથી સામો મનુષ્ય પોતાનું અપમાન થયેલું સમજી મારો તિરસ્કાર કરશે એમ

નહિ વિચારીને કુવેલાએ કોઈ મનુષ્યના સંબંધમાં હસવા મંડી જાય છે; જે મનુષ્યને કારણવિના હસવાનો સ્વભાવ પડી ગયો છે; અને જે મનુષ્ય અન્યને પોતાના દાંતો દેખાય ને દૂર રહેલાને પોતાનો હસવાનો અવાજ સંભળાય એવી રીતે અટ્ટહાસ્ય કરવાનો સ્વભાવ-વાળો છે તે મનુષ્યને "તું મારો પ્રિય છે" એમ પ્રભુ શી રીતે કહી શકે? ૨૨

આળસુ મનુષ્યનું અંતઃકરણ પાપી અસુરોને રમણ કરવાનું સ્થાન છે એમ જે મનુષ્ય સમજતો નથી તેથી જે સર્વદા આળસનું સેવન કરે છે; કાંઇજ કામ કરવાનું ન હોય ને પડ્યા રહેવાનું હોય તેમાંજ મજા છે એમ સમજી જે સદા આળસુ રહે છે; કોઇ કાંઇ કામ કરવાનું કહે વા પોતાને કાંઇ કામ કરવાનું પ્રાપ્ત થાય તો જે મનુષ્યને ટાઢીઓ તાવ આવવાના જેવું દુઃખ થાય છે; જે મનુષ્ય-ને ઉદ્યોગી રહેવું ગમતું નથી; જે મનુષ્યને આળસ એ મનુષ્યના શરીરાદિમાં રહેલો મહાવૈરી છે, ને તે મનુષ્યના શરીરના સામર્થ્યનો, ઇંદ્રિયોના સામર્થ્યનો, અંતઃકરણના સામર્થ્યનો ને બાહ્યવૈભવનો વિનાશ કરે છે એમ સમજાતું નથી, તેથી જે મનુષ્ય આળસનું આદરપૂર્વક સેવન કર્યા કરે છે; અને જે મનુષ્ય જો જીભથી ઉત્તર દઇ દેવાથી ચાલતું હોય તો પોતાના હાથપગ ચલાવવા લગારે પ્રસન્ન નથી તે મનુષ્યને "તું મારો પ્રિય છે" એમ પ્રભુ શી રીતે કહી શકે? ૨૩

જે મનુષ્ય સ્વકર્તવ્યનું માહાત્મ્ય નહિ સમજીને તેના વિસ્મરણ-પૂર્વક અકર્તવ્યમાં જોડાય છે; જે મનુષ્ય મૃત્યુરૂપ પ્રમાદ મનુષ્યને સેંકડો પ્રકારની વિપત્તિઓની સાથે જોડી તેને મૃત્યુવડે થનારા દુઃખના જેવો કડવો અનુભવ કરાવે છે, માટે મારે પ્રમાદથી ઘણાંમાં

ઘણા દૂર રહી મારું કર્તવ્ય બહુ સાવધાનતાથી ને આદરથી કરવું જોઇએ એમ સમજતો નથી; જે મનુષ્ય પોતાના મુખ્ય તથા ગૌણ કર્તવ્યને જાણવા તથા તેનું પરિપાલન કરવા લેશ પણ પ્રયત્ન સેવતો નથી; જે મનુષ્ય કર્તવ્યનિષ્ઠાવાળા મનુષ્યને મનુષ્ય ને કર્તવ્યનિષ્ઠા-હીન મનુષ્યને મનુષ્યના શરીરમાં પશુતુલ્ય સમજતો નથી; અને જે મનુષ્ય પોતાના કર્તવ્યનો પરિત્યાગ કરવો એટલે મૃત્યુના મુખમાં પડવું એમ સમજતો નથી તે મનુષ્યને "તું મારો પ્રિય છે" એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૨૪

જે મનુષ્ય **દીર્ઘસૂત્રતા**વાળો છે, એટલે એક કલાકમાં પૂરું થઇ શકે એવા કામને એક માસે પણ પૂરું કરી શકતો નથી; જે મનુષ્ય પ્રત્યેક કામને પોતાનાથી બની શકે તેટલું લંબાવવામાંજ સુખ માને છે; જે મનુષ્યને પોતાને પ્રાપ્ત થયેલું કામ તુરત નિર્દોષરીતે પૂરું કરી નાંખવાનો સ્વભાવ પ્રાપ્ત કરવો ગમતો નથી; જે મનુષ્યને કોઇ પણ શુભ કામ તુરતજ કરી નાંખવાયોગ્ય છે એમ સમજાતું નથી, તથા જે મનુષ્ય પોતાને પ્રાપ્ત થયેલાં કામોને સ્મરણમાં રાખીને ક્રમપૂર્વક તુરત કરતો નથી; જે મનુષ્ય પ્રત્યેક કામમાં બહુજ ટાઢા સ્વભાવવાળો હોવાથી તે કહેલે સમયે પોતાનું કામ પૂરું નહિજ કરે એમ તેના પરિચયમાં આવેલાં સૌ માણસો પ્રથમથીજ નક્કી કરીને કહી શકે છે; અને જે મનુષ્ય શુભ કામને તુરત પૂરું કરી નાંખવાના લાભને અને શુભકામને ઘાલી મૂકવાની હાનિને સમજી શકતો નથી તે મનુષ્યને "તું મારો પ્રિય છે" એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૨૫

જે મનુષ્યને વ્યવહારપરમાર્થના કોઇ પણ કામમાં વ્યવસ્થાથી વર્તવું ગમતું નથી, પણ જેનું પ્રત્યેક કામમાં **અવ્યવસ્થા**વાળું

વર્તનજ જોવામાં આવે છે; જે મનુષ્ય વ્યવસ્થાપૂર્વક કામ કરવાના સ્વભાવવાળો ન હોવાથી સવારનું કામ સાંજે ને સાંજનું કામ સવારે કરે છે, ને આગળ કરવાજેવું કામ પાછળથી કરવામાટે બાકી રાખે છે, ને પાછળથી કરવાજેવું જે કામ હોય તે કામ પહેલું આરંભી દે છે; જે મનુષ્ય અવ્યવસ્થાથી વર્તવાને લીધે પોતાની પાસે ઘણું કામ ભેગું થઇ જવાથી પછી તે કામોને વેલાસર સમાપ્ત કરી નાંખવાની ઇચ્છા થતાં ઊતાવળે તે કામો કરવા મંડી જાય છે, ને તેમ કરવા જતાં ઘણાં કામોમાં જે ભૂલો કરે છે, કેટલાંક કામો શી રીતે કરવાં તે જે સમજી શકતો નથી, ને કેટલાંક કામો વિસ્મૃતિને લીધે વા તેની સામગ્રી નહિ મળવાથી જેનાથી થઈ શકતાં નથી, અર્થાત્ કરવાં રહી જાય છે; અને જે મનુષ્ય વ્યવસ્થાથી કામ કરવાના સ્વભાવવાળો નહિ હોવાથી પ્રાપ્તવ્યવહારના વિચારોમાં મુંઝાયા કરે છે, ને નિરર્થક કાલક્ષેપ કરે છે તે મનુષ્યને "તું મારો પ્રિય છે" એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૨૬

જે મનુષ્ય ભોજનના સારા સારા પદાર્થો જોઇને તે ખાવામાટે વ્યાકુલ થઇ જાય છે, અને જમતીવેલા પોતાના આરોગ્યનો વિચાર બાજુએ મૂકી દઇ, ભાન ભૂલીને જેટલું વધારે જમી શકાય તેટલું વધારે જમે છે; જે મનુષ્ય પોતાના ઉદરને અન્નાદિ રાખવાના પાત્રરૂપ સમજી તેમાં ખાવાના જે તે પદાર્થો નાંખ્યા કરે છે; જે મનુષ્ય અન્નને પચાવવાના અવયવોને પડનારા શ્રમનો, અત્યાહારવડે થનારી શરીરની ઇંદ્રિયોની પ્રાણની ને અંતઃકરણની વ્યાકુલતાનો, તથા મનુષ્યને જીવાડવાના બલવાળું અન્ન વધારે પ્રમાણમાં લેવાથી મનુષ્યને મારી પણ શકે છે એ વિચારનો ત્યાગ કરીને ભાણામાં આવેલા ભિન્ન ભિન્ન સ્વભાવવાળા ભિન્ન ભિન્ન પદાર્થોને રખેને તે પદાર્થો

અહીંથી ઊડી જશે એવા ભયથી પોતાના ઉદરમાં ઊતાવળે ઊતાવળે મોકલી દે છે; જે મનુષ્ય પારકા સ્વાદિષ્ટ અન્નને પોતાના પ્રાણથી વા અમૃતથી પણ વધારે મૂલ્યવાન્ ગણે છે; જે મનુષ્ય જાણે ખાવાને માટેજ જીવતો હોય એમ વર્તે છે; અને જે મનુષ્યને જમતીવેલા અત્યાહારથી અજીર્ણ થશે, ને તે અજીર્ણ મારા શરીરમાં નાનાપ્રકારના રોગો ઉપજાવી મારા તનમનને હાનિ પહોંચાડશે, તથા આવા વર્તનથી હું લોકોમાં પ્રેતજેવો ગણાઈશ એવો વિચાર આવતો નથી તે મનુષ્યને "તું મારો પ્રિય છે" એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૨૭

જે મનુષ્ય સવારમાં બીજા મનુષ્યોના ઊઠાડવાથી મોડો મોડો માંડ માંડ ઊઠે છે; જે મનુષ્ય નિદ્રાનો પક્ષપાતી હોવાથી રાત્રે વાળુ કરીને વેલાસર સૂઇ જાય છે; જે મનુષ્ય જો હું દિવસે બે ત્રણ કલાક કુંભકરણના પ્રિયમંત્રનો સ્મરણમાં રાખીને જપ નહિ કરું તો તેના કોપથી મારું તનમન બગડશે એમ સમજી જે જમ્યા પછી દિવસે પણ બે વા ત્રણ કલાક નિદ્રાનું સેવન કરે છે; જે મનુષ્ય "સૂતાજેવું સુખ નહિ" એ લોકોક્તિને પરમપ્રમાણરૂપ માની નિદ્રાજન્ય સુખને વધારે પ્રમાણમાં પ્રાપ્ત કરવા સર્વદા પ્રયત્ન કરે છે, ને તે પ્રયત્નને સફલ કરવા વધારે આહાર કરે છે, તથા અગત્ય જણાય તો કોઇ માદક દ્રવ્યનું સેવન પણ કરે છે; અને જે મનુષ્ય **અતિનિદ્રા** તનમનના સ્વસ્થપણાને બગાડનારી છે, તથા મનુષ્યજીવનને એળે કઢાવી નાંખનારી છે એમ સમજતો નથી તે મનુષ્યને "તું મારો પ્રિય છે" એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૨૮

જે મનુષ્ય પોતાની **બુદ્ધિની મંદતાને** લીધે હિતના ને અહિતના સ્વરૂપને તથા વ્યવહારપરમાર્થમાં ગણાતા શુભના ને

અશુભના સ્વરૂપને સમજી શકતો નથી; જે મનુષ્ય પોતાની અમુક ભૂલને લીધે આ લોકો મારો ઉપહાસ કરે છે એમ સમજી શકતો નથી; જે મનુષ્ય ખાવાપીવામાં, બેસવાઊઠવામાં, બોલવાચાલવામાં, સૂવામાં ને ઓઢવાપહેરવામાં શિષ્ટાચારના અજ્ઞાનથી ગમે તેમ વર્તનારો છે; જે મનુષ્ય ગુરુજનોનું ને અન્ય જનોનું કહેવું ઘણી વાર તુરત સમજી શકતો નથી, જે કેટલીક વેલા તેમનું કહેલું વિપરીત રીતે સમજે છે, ને જે ઘણી વાર તેમનું કહેલું ગ્રહણધારણ કરી શકતો નથી: જે મનુષ્ય દેવ, ગુરુ, જ્ઞાની, ભક્ત ને ધાર્મિક ગૃહસ્થોની સમીપ ઉદ્ધતાઇથી વર્તે છે; જે મનુષ્ય પ્રયોજનવિનાનું જે તે બોલ્યા કરે છે, વા જે તે ગણગણ્યા કરે છે; જે મનુષ્ય પ્રયોજનવિના જ્યાં ત્યાં રઝળ્યા કરે છે, ને કોઇ મનુષ્યો કાંઈ ખાનગી વાત કરતા હોય વા પોતાનું કાંઇ ખાનગી કામ કરતા હોય ત્યાં નિરર્થક જઇને ઊભો રહે છે; ને જે મનુષ્ય પ્રયોજનવિના જે તે પદાર્થને તથા પ્રાણીને અડચા કરે છે તે મનુષ્યને "તું મારો પ્રિય છે" એમ પ્રભુ શી રીતે કહી શકે? ૨૯

જે મનુષ્યનો બહુ **ઊતાવળો સ્વભાવ** હોવાથી જેનું ઊતાવળે બોલેલું અન્ય મનુષ્યો સમજી શકતા નથી; જે મનુષ્ય જે તે પ્રસંગમાં પરિચિત કે અપરિચિત મનુષ્યને ગમે તેવું અયોગ્ય વચન કહી દે છે, વા પરિચિત કે અપરિચિત મનુષ્યને ગમે તેવું અપ્રિય લખી કાઢે છે; જે મનુષ્ય પોતાના ઊતાવળા સ્વભાવને વશ થઇને પોતાનું વ્યવહારપરમાર્થનું કામ ઘણી વાર ભૂલભરેલું કરી નાંખે છે, ને પછી વારંવાર તે ભૂલભરેલાં કામોમાટે પસ્તાવો કર્યાં કરે છે; જે મનુષ્ય પોતાના ઊતાવળા સ્વભાવને વશ થઇને સાધારણ વાતમાં જેની તેની સાથે લડી પડે છે; અને જે મનુષ્ય

પોતાનાં સગાંવહાલાંઓની સાથે તથા પોતાનાં ઓળખીતાંઓની સાથે વિચાર્યા વિનાનું અણગમતું બોલવાથી અકારો થઇ પડે છે તે મનુષ્યને " તું મારો પ્રિય છે " એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૩૦

જે મનુષ્ય આ ખાવાનો પદાર્થ ખાવામાં લાભ હશે કે હાનિ હશે ? આ પીવાનો પદાર્થ પીવામાં લાભ હશે કે હાનિ હશે ? આ વસ્ત્ર પહેરવાઓઢવામાં લાભ હશે કે હાનિ હશે ? આ ઘરમાં રહેવાથી લાભ હશે કે હાનિ હશે ? ને આ માર્ગે જવાથી મને સુખ થશે કે આ માર્ગે જવાથી મને દુ:ખ થશે ? એમ સદા **સંશયો** કર્યા કરે છે; જે મનુષ્યને આ મારું સગું મારું હિતેચ્છુ હશે કે તે મારું અહિતેચ્છુ હશે ? આ મારો મિત્ર મારા ભલામાં પ્રસન્ન હશે કે તે મારા ભુંડામાં પ્રસન્ન હશે ? આ મારાં માબાપ ને આ મારા ગુરુ મારા હિતનું કહેતાં હશે કે મારા અહિતનું કહેતાં હશે ? ને આ મારા ઓળખીતાઓ મને સૂચના કરે છે તે મારા લાભની હશે કે મારી હાનિની હશે ? એમ સર્વદા સંશયો કર્યા કરે છે; જે મનુષ્ય હું વધારે ડાહ્યો હોઇશ કે મારાં માબાપ વા મારા ગુરુ વધારે ડાહ્યા હશે ? શાસ્ત્રો ને સજ્જનો મને મારા હિતનું કહેતાં હશે કે મારા અહિતનું કહેતાં હશે ? આ ધર્મનું સાધન મારું હિત કરનારું હશે કે તે મારું અહિત કરનારું હશે ? ને આ ધંધો મને લાભ કરનારો થશે કે હાનિ કરનારો થશે ? એવા સંશયો સર્વદા સેવ્યા કરે છે; અને જે મનુષ્ય આ લોકનાં સુખો સારાં હશે કે સ્વર્ગનાં સુખો સારાં હશે કે મોક્ષસુખ સારું હશે ? અને નીતિને માર્ગે ચાલવું સારું હશે કે અનીતિને માર્ગે ચાલવું સારું હશે ? આવા આવા સંશયો સદા કર્યા કરે છે તે સંશયી મનુષ્યને " તું મારો પ્રિય છે " એમ પ્રભુ શી રીતે કહી શકે ? ૩૧

જે મનુષ્ય પોતાના ધર્મપાલનરૂપ હિતને અહિતરૂપે નક્કી કરે છે, ને પોતાના અધર્મસેવનરૂપ અહિતને હિતરૂપે નક્કી કરે છે; જે મનુષ્ય દેહાદિ જગતને સત્યરૂપે ને બ્રહ્મને મિથ્યારૂપે માને છે; જે મનુષ્ય અર્થને તથા કામનેજ પ્રિય માને છે, પણ ધર્મને તથા મોક્ષ-સાધનોને નકામા શ્રમરૂપ સમજે છે; જે મનુષ્ય દેહાદિજ આત્મા છે એમ સમજે છે, પણ દેહાદિથી ભિન્ન આત્મા હોવાનો સંભવ નથી એમ સમજે છે; અને જે મનુષ્ય પોતાને સર્વજ્ઞ સમજી સ્વર્ગ, ઈશ્વર કે શુભાશુભકર્મનું ફલ સ્વીકારતો નથી, તથા આ બધું સ્વભાવથી વા અચાનકરીતે થયા કરે છે એમ માને છે તે **ભ્રાંત** મનુષ્યને "તું મારો પ્રિય છે" એમ પ્રભુ શી રીતે કહી શકે? ૩૨

---

# પુસ્તકોનું વિજ્ઞાપન


## પૂજ્યપાદ મહારાજ શ્રીમન્નથુરામશર્મા-પ્રણીત પુસ્તકો

**શ્રીઉપનિષદો:**-અદ્વૈતતત્ત્વજ્ઞાનનો ઉંચામાં ઉંચો ગ્રંથ. ત્રીજી આવૃત્તિ. પાકું પુંઠું. મૂલ્ય રૂ. ૬-૪-૦ **શ્રીવેદાંતદર્શન:**-વેદાંતનો અપૂર્વ ગ્રંથ. સૂત્રો, સૂત્રોનો અન્વય, અન્વયાર્થ ને વિસ્તૃત ગુજરાતી-ટીકાસાથે. પાકું પુંઠું. મૂલ્ય રૂ. ૩-૮-૦ કાચું પુંઠું. રૂ. ૩-૦-૦ **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા:**-મૂલ શ્લોકો, પદપદાર્થ, અન્વય, અન્વયાર્થ, શબ્દાર્થ ને રહસ્યપ્રદીપિકાનામની વિસ્તૃત ટીકાસાથે. પાંચમી આવૃત્તિ. પાકું પુંઠું. મૂલ્ય રૂ. ૩-૮-૦ **શ્રીપાતંજલયોગદર્શન:**-મૂલ સૂત્રો, સૂત્રાર્થ, પદબોધિનીનામની સંસ્કૃતટીકા અને ગુજરાતી વિસ્તૃત વિવેચનસાથે. ચોથી આવૃત્તિ. પાકું પુંઠું. મૂલ્ય રૂ. ૨-૧૦-૦ **શ્રીયોગકૌસ્તુભ:**-આસનોનાં ને બીજાં ઉપયોગી ચિત્રોસહિત. ચોથી આવૃત્તિ.

રૂ. ૧-૮-૦ **શ્રીસાંખ્યપ્રવચનઃ**—મૂલ સૂત્રો, સૂત્રાર્થ, અનિરુદ્ધભટ્ટકૃત સંસ્કૃતટીકા અને ગુજરાતીમાં સૂત્રાર્થ તથા વિવેચનસાથે. પાકું પુંઠું. રૂ. ૧-૦-૦ **શ્રીપરમપદબોધની.** ચોથી આવૃત્તિ. રૂ. ૦-૧૪-૦ **શ્રીસદુપદેશદિવાકર પ્રથમકિરણ.** બીજી આવૃત્તિ રૂ. ૦-૧૨-૦ **શ્રીસદુપદેશદિવાકર દ્વિતીયકિરણ.** રૂ. ૦-૧૨-૦ અપ્રાપ્ય **શ્રીસદુપદેશદિવાકર તૃતીય કિરણ.** રૂ. ૦-૧૨-૦ **શ્રીસદુપદેશદિવાકર ચતુર્થકિરણ.** રૂ. ૧-૨-૦ **શ્રીસુબોધકલ્પલતા.** બીજી આવૃત્તિ. રૂ. ૦-૯-૦ **મુમુક્ષુપ્રતિ શ્રીઅંતર્યામીના આદેશો સટીક.** બીજી આવૃત્તિ. રૂ. ૦-૯-૦ **શ્રીમદ્દભગવદ્દગીતા સરલાટીકા.** બીજી આવૃત્તિ. રૂ. ૦-૭-૬ અપ્રાપ્ય. **શ્રીઉપદેશગ્રંથાવલિ અંક ૧ થી ૧૦** બીજી આવૃત્તિ. રૂ. ૦-૭-૬ **શ્રીઉપદેશગ્રંથાવલિ અંક ૧૧ થી ૨૫** બીજી આવૃત્તિ. રૂ. ૦-૮-૦ **શ્રીઉપદેશગ્રંથાવલિ અંક ૨૬ થી ૩૫** રૂ. ૦-૮-૦ **શ્રીઉપદેશગ્રંથાવલિ અંક ૩૬ થી ૫૮** રૂ. ૧-૨-૦ **શ્રીરાસપંચાધ્યાયી સટીક.** રૂ. ૦-૫-૬ **શ્રીભગવદ્દગીતાદિ પાંચ રત્નો સટીક.** બીજી આવૃત્તિ પાકું પુંઠું. રૂ. ૧-૮-૦ **શ્રીનાથકાવ્ય પ્રથમ ભાગ.** રૂ. ૦-૫-૦ **શ્રીનાથકાવ્ય દ્વિતીય ભાગ.** રૂ. ૦-૧૪-૦ **શ્રીમનુષ્યમિત્ર.** ત્રીજી આવૃત્તિ. રૂ. ૦-૫-૦ **શ્રીસદુપદેશમાળા.** રૂ. ૦-૩-૬ **પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ.** રૂ. ૦-૫-૬ **શ્રીનાથસ્વરોદય.** રૂ. ૦-૩-૦ **શ્રીયોગપ્રભાકર.** બીજી આવૃત્તિ. રૂ. ૦-૪-૦ **શ્રીસ્વાભાવિકધર્મ.** ત્રીજી આવૃત્તિ. રૂ. ૦-૩-૦ **ઊલટી વાણીનું સ્પષ્ટીકરણ.** ત્રીજી આવૃત્તિ. રૂ. ૦-૧-૬ **શ્રીસંધ્યાનો વેદાંતાનુસાર વિચાર.** બીજી આવૃત્તિ. રૂ. ૦-૧-૦ **શ્રીપ્રણવપદ.** ચોથી આવૃત્તિ. રૂ. ૦-૩-૦ **શ્રીપ્રણવવિસ્તારપદ.** બીજી આવૃત્તિ. રૂ. ૦-૨-૦ **શ્રીશંકરાચાર્યનાં અષ્ટાદશ રત્નો**

સટીક. રૂ. ૧-૮-૦ અપ્રાપ્ય. શ્રીદુરાચારગિરિવજ્ર. બીજી આવૃત્તિ રૂ. ૦-૪-૬ શ્રીવિનોદમાલા. રૂ. ૦-૫-૦ શ્રીપત્રકલ્પમંજરી રૂ. ૦-૩-૦ શ્રીસનાતનધર્મનું નિરૂપણ. ત્રીજી આવૃત્તિ. રૂ. ૦-૧-૬ સુવિચારચંદ્રિકા. બીજી આવૃત્તિ રૂ. ૦-૫-૦ મહામંત્રમાલિકા રૂ ૦-૩-૦ શ્રીરુદ્રસૂક્ત, શ્રીપુરુષસૂક્ત તથા શ્રીઈશા વાસ્યાદિ સટીક. બીજી આવૃત્તિ. રૂ. ૦-૪-૬ શ્રીસૂક્ત સટીક. રૂ. ૦-૦-૯ વૈરાગ્યસુધાકર. રૂ. ૦-૧-૬ ભક્તિસુધા રૂ. ૦-૦-૬ શ્રીયજુર્વેદીય આહ્નિકપ્રકાશ. રૂ. ૦-૮-૦ ગુરુગીતાસાર. રૂ. ૦-૦-૯ પરમસુખી થવાના ઉપાય. રૂ. ૧-૦-૦ વિવેકભાસ્કર પ્રથમ રશ્મિ. સાદું પુંઠું. રૂ. ૦-૯-૦ સોનેરી નામવાળું પાકું પુંઠું. રૂ. ૦-૧૩-૦ વિવેક ભાસ્કર દ્વિતીય રશ્મિ છપાય છે. આશા-અવિવેક. રૂ. ૦-૧-૦ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં વીશ સાધનો. રૂ. ૦-૯-૦ વર્ણવિચાર. રૂ. ૦-૧-૦

શ્રીમદ્વિદ્યારણ્યમુનિવિરચિત પંચદશીઃ—મૂલ શ્લોકો, અન્વય અને ભાવાર્થદીપિકાનામની ટીકાસાથે છપાય છે. શ્રીભગવદ્ગીતાના મુખ્યોપદેશસંબંધી વિચાર રૂ. ૦-૨-૦ શ્રીસદુપદેશ-દિવાકર પંચમકિરણ છપાય છે.

અન્યકૃત લેખોઃ—જ્ઞાનદર્પણ રૂ. ૧-૬-૦ સદુપદેશક પદ્યો રૂ. ૦-૧-૬ શ્રીનાથકીર્તનાવલિ. રૂ. ૦-૨-૬ શ્રીનાથસંકીર્તન. રૂ. ૦-૩-૦ શ્રીનાથગુરુસ્તોત્રાણિ. રૂ. ૦-૦-૬ શ્રીકર્તવ્ય બોધ રૂ. ૦-૮-૦ શ્રીનાથગુરુસ્તવન. રૂ. ૦-૧-૦ શ્રીનાથસ્તુતિશતક રૂ. ૦-૨-૦ સ્ત્રીઓનું આહ્નિક. રૂ. ૦-૧-૦ વિધવા સ્ત્રીઓનું નિત્યકર્મ. રૂ. ૦-૧-૦ શ્રીસદ્ગુરુપૂજનપદ્ધતિ રૂ. ૦-૧-૬ નૈમિત્તિક કર્મપ્રકાશ સુધારાવધારાસાથે બીજી આવૃત્તિ છપાય છે.